SGVP SURYA SPORTS ACADEMY દ્વારા 'શ્રી જોગીસ્વામી મેમોરિયલ કપ' ઓલ ઇન્ડીયા ડે નાઇટ ફુટબોલ ટુર્નામેન્ટ રમાયેલ, જેમાં વિજેતાઓને પ્રોત્સાહીત કરતા સંતો, સ્પોન્સર શ્રી વિશ્રામભાઇ પટેલ તથા વિજયભાઇ ધડુક.

અમેરિકાની સત્સંગ યાત્રાએથી પધારતા પરમ પૂજ્ય બાલકૃષ્ણદાસજી સ્વામીનું સ્વાગત.

પરમ પૂજ્ય બાલકૃષ્ણદાસજી સ્વામીના સાનિધ્યમાં સત્સંગ સભા, સુરત

પરમ પૂજ્ય આચાર્ય શ્રી રાકેશપ્રસાદજી મહારાજ સાથે ગુરુકુલ પરિવારના ભક્તજનો, લંડન

ભારત વિકાસ પરિષદ દ્વારા આયોજીત સંગીત સ્પર્ધામાં વિજેતા થયેલ અમદાવાદ ગુરુકુલના વિદ્યાર્થીઓ.

1.2. Saints, Sponsor Shree Vishrambhai Patel and Dr. Dhaduk encouraging the winners of 'Shree Jogi Swami Memorial Cup All India Day-Night Football Open Tournament' organized by SGVP SURYA SPORTS ACADEMY. 3. Warm Welcome to HH Balkrishnadasji Swami on returning from the Satsang Yatra of US. 4. Gurukul Parivar, UK in the holy presence of HH Acharya Shree Rakeshpradasji Maharaj. 5. Satsang assembly in the holy presence of HH Balkrishnadasji Swami, Surat. 6. Students of Gurukul Ahmedabad, Winners of a music competition held by Bharat Vikas Parishad

-: સંસ્થાપક :-

સદ્‌વિદ્યા સદ્ધર્મરક્ષક પ્રાતઃસ્મરણીય પ. પૂ. ગુરુદેવ
શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી

# ગુરુકુલ દર્શન

વર્ષ-૫, ઑક્ટોબર-નવેમ્બર-૨૦૧૩, અંક-૧૦-૧૧

: આશીર્વાદ :

પ. પૂ. પ્રાતઃસ્મરણીય શ્રી જોગીસ્વામી

: પ્રેરણા :

પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

| | |
|---|---|
| પ્રકાશક | : પ.પૂ. પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી |
| તંત્રી | : પાર્ષદ શ્રી શામજી ભગત |
| સંપાદક | : શાસ્ત્રી શ્રી યજ્ઞવલ્લભદાસજી સ્વામી |
| કલા સંયોજન | : હરિકૃષ્ણ ગ્રાફિક્સ, ગોવિંદ બાંટવા |
| વ્યવસ્થાપન | : જગજીવનભાઈ પટેલ |
| તસ્વીર | : જી. વિઝન |
| મુદ્રક | : સૂર્યા ઓફસેટ |

| | |
|---|---|
| છુટક અંક | : રૂા. ૫/- |
| પંચ વાર્ષિક લવાજમ | : રૂા. ૨૫૦/- |
| આજીવન લવાજમ(૨૫ વર્ષ) | : રૂા. ૭૦૦/- |
| વિદેશમાં આજીવન લવાજમ | : $ ૧૧૦/- |

લવાજમ અંગે પત્રવ્યવહાર

'ગુરુકુલ દર્શન' કાર્યાલય
શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ
ગુરુકુલ રોડ, મેમનગર, અમદાવાદ-૫૨
ફોન (૦૭૯) ૨૭૯૧૨૫૯૧/૯૨
www.swaminarayangurukul.org
E-mail : darshan@sgvp.org
View Us: www.youtube.com/SwaminarayanGurukul
Find Us: www.facebook.com/GurukulParivar

## ઉદીયા નવલાં પરભાત

(રાગ-મારી મેના રે બોલેરે ગઢને કાંગરે રે જી રે)

એવા સો સો રે સૂરજ ઉગ્યા સામટાં રે જી રે
ઉદીયા નવલાં પરભાત
એવા જોગીડે જગાવી જ્યોતું જોગની રે જી રે
એવા અહંના ઘુવડ થીયા આંધળા રે જી રે
મોહના છીપાં થ્યાંરે નિરાશ...એવા જોગીડે
એવી મમતાની વાગોળ્યું ભાગી વેગળી રે જી રે
ટૂટ્યા તૃષ્ણા કેરા પાશ...એવા જોગીડે
એવા ભીતરના ભોરીંગ ભાગ્યા ચોરટા રે જી રે
મેલી લૂંટવાની આશ...એવા જોગીડે
એવી પ્રેમ ને કરુણા પાંખુ ફૂટીયુ રે જી રે
ઉઘડ્યા અનંત આકાશ...એવા જોગીડે
એવા સત રે કરમના ફોર્યા ફૂલડાં રે જી રે
ફોરમ ફેલી રે ચોપાસ...એવા જોગીડે
એવી વિણ રે વાટ્યું ને વિણ કોડીયે રે જી રે
ઝળહળ દીવાળીની રાત...એવા જોગીડે
માધવ રોજ રે વધાઈયું નવલા વર્ષની રે જી રે
નિત નવ આનંદ ઉલ્લાસ...એવા જોગીડે

- સ્વામી માધવપ્રિયદાસજી

છીપાં : ચામાચીડીયા

પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી
શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP)

## પ્રકાશકીય

વ્હાલા ગુરુકુલના સર્વ પરિવારજનો
નૂતન વર્ષાભિનંદન સહ જય શ્રી સ્વામિનારાયણ

વિક્રમ સંવતનું નૂતન પ્રભાત દૂર પૂર્વની ક્ષિતિજે ઉદયમાન હોય ત્યારે સમગ્ર વિશ્વની ચેતનામાં નવસંચાર થાય છે.

ભગવાન શ્રી સ્વામિનારાયણે પોતાના અવતાર કાર્યરુપે મનુષ્યત્ત્વની ખૂબ પ્રતિષ્ઠા કરી છે. નંદ સંતોએ મનુષ્યમાત્રમાં રહેલી ઉજજવળ સંભાવનાઓને જીવનથી અને કવનથી સ્પર્શ કર્યો છે.

આત્મા અને શરીરને જુદા જાણવા એને ગુણાતીતાનંદ સ્વામી સત્સંગની પ્રાથમિક ઉપલબ્ધિ માને છે. એ અધ્યાત્મજીવનનું આરંભ બિંદુ છે.

નવા વરસે નવા વસ્ત્રાભૂષણો તો સહુ ધારણ કરે, પણ જીવનની ઉંચાઈ વધારવા અને ભગવદ્ભક્તિની ગહેરાઈ વધારવા જે નવા નિયમો ધારણ કરે તે સાચો સત્સંગી. આવો આપણે અંતઃકરણને આ નૂતન વર્ષે નિયમોનો શૃંગાર કરીએ, પછી એમાં મહારાજની મૂર્તિ પધરાવીએ.

મહારાજના સ્મરણે જીવન પ્રફુલ્લિત થઈ જાય છે. બધા ખોટું કરે પણ જે સત્સંગી હોય તે ખોટું ન કરે. ભલે અથડાય, પછડાય, ફરી બેઠો થાય પણ નિયમ વિનાનો માર્ગ હરિભક્ત ન લે.

નવા વર્ષે કોઈ સંત અથવા મહારાજની મૂર્તિની સાક્ષીએ એક થોડોક આકરો નિયમ લેવો. નિયમ જેટલો વધુ આકરો, એના ફળ એટલા વધુ મીઠા. નિયમ મનમાં ન રાખવો, નિયમની વાત સહુને કરવી. એટલે નિયમ ઘાટો થાય. જેનો નિયમ પાકો એનો સત્સંગ પણ પાકો.

પરિવર્તન ઈચ્છાએ કરીને થાતું નથી. નિયમે કરીને થાય છે. આપણે જે યુગમાં છીએ એ મૂંઝવણનો યુગ છે. મન વિકલ્પમાં રહે એ મૂંઝવણ. આ યુગપ્રભાવથી ઉગરવું હોય તો એક ભગવાન સ્વામિનારાયણનું સ્મરણ અને બીજું સંતોએ ચીંધ્યા તે નિયમ.

★★★★★★★★★★★★★★★★★

વ્હાલા ભક્તજનો, વિશેષમાં આપના કરકમળમાં આ અંક વિક્રમના નવા વર્ષના વિશેષાંકરૂપે પ્રસ્તુત કરતા આનંદ અનુભવિએ છીએ.

આ વિશેષાંકમાં નૂતન વર્ષના આરંભે પૂજ્ય આચાર્ય મહારાજશ્રી તથા આપણા સમકાલીન મહાપુરુષો અને વિદ્વાનોના શુભ સંદેશાઓનો સંપુટ છે, જે આપણા આગામી આખા વર્ષ માટે પ્રેરણાના પિયુષકુંભ સમાન રહેશે.

આશા છે કે, આપ સર્વને આ અમૃતનું આચમન ગમશે અને જીવન જ્યાં છે ત્યાંથી વધુ ઉન્નત કરવામાં આ અંક ઉદ્દીપક નીવડશે.

આ નવા વર્ષનું પ્રથમ કિરણ આપ સહુના વ્યક્તિગત જીવનનું નૂતન પ્રભાત બની રહે તેવી શુભકામના સાથે જય શ્રી સ્વામિનારાયણ.

સ્વામી માધવપ્રિયદાસજીના હેત પૂર્વક
જય શ્રી સ્વામિનારાયણ

सनातन धर्मधुरंधर आचार्यश्री
१००८ श्री राकेश प्रसादजी महाराजश्री
श्री लक्ष्मीनारायण देव दक्षिण देश गादी
संस्थान : वडताल - पीन : ३८७३७५

॥ श्री हरये नमः ॥
॥ श्री स्वामिनारायणो विजयतेतराम् ॥

**પ્રતિશ્રી,**
**પરમ વિદ્વાન્ સદ્‌ગુરુ શાસ્ત્રી સ્વામી માધવપ્રિયદાસજી તથા**
**સ્નેહી પુરાણી સ્વામી બાલકૃષ્ણદાસજી તથા**
**પુરાણી સ્વામી ભક્તિપ્રકાશદાસજી તથા**
**સ્વામી હરિસ્વરૂપદાસજી તથા**
**સર્વે સંતો, પાર્ષદો તથા સત્સંગીજનો તથા વિદ્યાર્થીઓ**
**મેમનગર - છારોડી ગુરુકુલ, અમદાવાદ**

વડતાલવાસી શ્રી લક્ષ્મીનારાયણ દેવ પીઠાધિપતિ પ.પૂ.ધ.ધુ.૧૦૦૮ આચાર્ય મહારાજશ્રી રાકેશપ્રસાદજી મહારાજનાં વિક્રમ સંવત ૨૦૭૦ કારતક સુદી - ૧ (પડવાથી) શરૂ થતાં નૂતન વર્ષે જય શ્રી સ્વામિનારાયણ સહ નૂતન વર્ષાભિનંદન વાંચવા.

આગામી વર્ષ આપ સર્વને પરમ સુખદાયી તથા નિયમ, નિશ્ચય, પક્ષ વધારનારું તેમજ પરસ્પર એકબીજાનું હિત ઈચ્છાવનારું, ધર્મમાં પ્રીતી વધારનારું બની રહો.

આ વર્ષ આપ સૌને આરાધ્ય ઈષ્ટદેવ શ્રી સ્વામિનારાયણ ભગવાન તથા તેઓનાં પધરાવેલા શ્રી નરનારાયણ દેવ, શ્રી લક્ષ્મીનારાયણ દેવમાં અપાર પ્રીતી બને તેવી ભગવાનનાં ચરણોમાં અમો પ્રાર્થના કરીએ છીએ.

આ કલ્યાણકારી સંપ્રદાયને આશરીને હવે સહુએ સત્સંગ કરી લેવો. આ સત્સંગ કલ્પવૃક્ષ અને ચિંતામણી જેવો છે. તેનાં તમામ અંગો દેવ, મંદિર, શાસ્ત્ર, આચાર્ય, સંત અને હરિભક્તોમાં દિવ્યભાવ રાખવો. આ સત્સંગમાં શ્રીહરિ સદાય પ્રગટ બિરાજે છે. માટે જેનો જેવો ભાવ હોય તે જણાયા વિના રહેતો નથી. માટે મહિમા રાખી ભગવાન શ્રીહરિની ઉપાસનાં દૃઢ કરી, ધર્મમાં રહી, ભગવાનની તથા ભગવાનનાં અવતારોની કથા શ્રવણ કરી ભગવત સ્મરણ કરવું. એ જ સાચો જીવનાં કલ્યાણનો ઉપાય અમોને લાગે છે. શ્રીહરિ તથા પૂર્વ આચાર્ય મહારાજશ્રીઓ તથા નંદસંતોનાં અતિ દાખડાથી બનેલાં આ દિવ્ય સંપ્રદાયમાં ક્યારેય કોઈનો દ્રોહ કરવો નહિ, નિયમમાં રહી ભજન કરવું. તથા ભગવાનનો આશરો દ્રઢ રાખવો. તેમ નૂતન વર્ષે ઉપર પ્રમાણે સર્વે રૂડો સંકલ્પ કરવો.

આપ સર્વજનોને શ્રી વડતાલવાસી શ્રી હરિકૃષ્ણ મહારાજમાં અપાર હેત વધે તેવી અમારી અંતરથી શુભકામના, નૂતન વર્ષાભિનંદન સહ જય સ્વામિનારાયણ.

**આચાર્ય મહારાજ શ્રી**
**રાકેશપ્રસાદજી મહારાજ**

श्री निलकण्ठ ! हरिकृष्ण ! हरे दयालो, स्वामिन् ! परात्परवराक्षरधामवासिन् ॥
हारिप्रसाद ! पुरुषोत्तम ! धर्मपुत्र ! नारायणं सुखनिधिं प्रणमाम्यहं त्वाम् ॥

પરમ પૂજ્ય સંત શ્રી મોરારી બાપુ
ચિત્રકુટધામ, તલગાજરડા

પરમ પૂજ્ય સ્વામી શ્રી માધવપ્રિયદાસજી તથા પરમ પૂજ્ય સ્વામી શ્રી બાલકૃષ્ણદાસજી તથા સર્વે સંતો, ભાવિકજનો, વાંચકો અને સર્વે હરિભક્તો, વિદ્યાર્થીઓ.

આપની પરોપકારિણી સંસ્થામાં સૌને પોતાની પાત્રતા પ્રમાણે પ્રસાદ પ્રાપ્ત થઈ રહ્યો છે, પ્રેમ પ્રાપ્ત થઈ રહ્યો છે. આ પ્રસાદ અનેક પ્રકારનો છે, જેમાં આ ગુરુકુલ દર્શનના માધ્યમથી અનેક લોકોને સત્સંગનો લાભ મળી રહ્યો છે.

દીપાવલીનો આ અંક પરમતત્ત્વને સમજવા માટે અને ધરતી ઉપરના જીવનને જીવવા માટે વધારે ને વધારે માર્ગદર્શક બની રહે, પ્રેરણાદાયી બને એ માટે હનુમાનજીના ચરણોમાં પ્રાર્થના કરું છું.

સંતોના જીવન સેવામય છે. આ સંતોની સત્પ્રવૃત્તિઓથી સમાજના મોટા વર્ગને સંસ્કાર લાભ મળી રહ્યો છે. આ સેવાપ્રવૃત્તિઓ માટે સદાય મારી પ્રસન્નતા વ્યક્ત કરું છું અને પ્રભુપ્રાર્થના કરું છું.

સર્વજન હિતાય, સર્વજન સુખાય આ શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ છારોડી સંસ્થા સમગ્ર વિશ્વમાં એક સમજણનો સેતુ રચી રહી છે, તેનો મને આનંદ છે.

ભગવાન શ્રી રામ, ભગવાન શ્રી શ્યામ અને શ્રી ઘનશ્યામ મહારાજ જ્યાં સદાય બિરાજે છે એવા પવિત્ર સ્થાનમાંથી પ્રગટ થતા આધ્યાત્મિક સ્પંદનો સૌને પાવન કરે છે. પૂજ્ય જોગીબાપાના પાવન સ્મરણોમાં ઉજવાયેલ સદ્‌ગુરુ વંદના મહોત્સવની વિશાળ ભાવના સાથે આ દિવાળી અને નૂતનવર્ષના સૌ સાધકોને અભિનંદન પાઠવું છું.

દિવાળી આપના સૌના જીવનમાં સત્સંગનો પ્રકાશ પાથરે અને વિક્રમ સંવત્‌નું આ વર્ષ સૌને સુખ-શાંતિ અને આનંદ આપનારું નીવડે એવી અંતરની પ્રાર્થના કરું છું.

સૌ સંતોને પ્રણામ સાથે જય સીયારામ.... જય સ્વામિનારાયણ

-મોરારી બાપુ

પરમ પૂજ્ય રમેશભાઇ ઓઝા(પૂજ્ય ભાઇશ્રી)
સાંદીપનિ વિદ્યાનિકેતન, પોરબંદર

॥શ્રીહરિઃ ॥

સમય તો અવ્યય છે. કાળ ભગવાનનું જ સ્વરુપ છે. એમાં અતીત, વર્તમાન કે ભવિષ્ય નથી. જે જે કાળથી બાધિત હોય એમાં જ ભૂત, ભવિષ્યાદિ સંભવે.

પૂર્વ ક્યાંથી શરુ થાય છે ? પશ્ચિમ ક્યાં પૂરી થાય છે ? ક્યારેય વિચાર્યુ ? તમે જ્યાં છો ત્યાંથી જ પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ બધુ નક્કી થાય છે.

વરસ ક્યારે શરુ થાય છે ? ક્યારે પૂરું થાય છે ? સૌના માપદંડ, ગણતરીઓ જુદી જુદી છે. કોઇનું નવું વર્ષ કાર્તિક શુક્લ પ્રતિપદાથી, કોઇનું ૧ જાન્યુઆરીથી, કોઇનું ચૈત્ર શુક્લ પ્રતિપદાથી તો કોઇનું અષાઢી બીજથી અને કોઇનું વળી અન્ય તિથિ કે તારીખથી.

ખરેખર નવું વર્ષ ક્યું ? કાળ સ્વરુપ પરમાત્માની અંદર સ્થિત માણસે જ નિત્ય નવું રહેવાનું છે. નવા વિચાર, નવા નવા ઉન્મેષો, નવી સર્જનાત્મક્તા, નવા ભાવો જ્યારે આવે અને એના આનંદથી વદન હાસ્યયુક્ત બને ત્યારે નવું વરસ.

શ્રીકૃષ્ણ નવનીતપ્રિય છે. જેને નિત નવું પ્રિય હોય તે નવનીતપ્રિય.

આવો આપણે નિત નવા થઇએ. વાસી ન રહીએ.

નૂતનવર્ષાભિનંદન

- ભાઇ

પરમ પૂજ્ય સ્વામીશ્રી સચ્ચિદાનંદજી મહારાજ
ભક્તિનિકેતન આશ્રમ - દંતાલી.

# દિપાવલી પંચામૃત

હિન્દુધર્મ ઉત્સવોનો ધર્મ છે. પ્રત્યેક ધર્મમાં ઉત્સવોનું આગવું મહત્ત્વ સ્વીકારાયું છે, પરંતુ હિન્દુધર્મમાં એટલા બધા ઉત્સવો છે કે જો તમે દરેક ઉત્સવ ઉજવો તો વરસનો એકપણ દિવસ ઉત્સવ વિના ખાલી જાય નહીં.

હું જ્યારે કાશીમાં રહેતો ત્યારે વિદ્વાનોની સભામાં ઉત્સવોની ગણતરી થયેલી, ત્યારે વરસના ૩૬૦ દિવસમાં ૫૦૦ ઉપરાંત ઉત્સવોની ગણના થયેલી. જે વસ્તુ રોજ થતી હોય તેનું બહું મહત્ત્વ રહે નહી, પણ જે વસ્તુ ક્યારેક વિશેષ રૂપથી થાય તેનું જ મહત્ત્વ રહે. ઉત્સવોનું પણ એવું જ છે. આપણા આટલા બધા ઉત્સવો હોવા છતાં દિપાવલી, ધૂળેટી, રામનવમી, કૃષ્ણાષ્ટમી, ગણેશ ચતુર્થી, દશેરા વગેરે ઉત્સવોનું વધુ મહત્ત્વ રહેલું છે.

દિપાવલી પૂરા ભારતનો ઉત્સવ છે. તેની જે રીતે ગોઠવણ થઈ છે તે પણ બહુ સમજવા જેવી અને પ્રેરણાદાયી છે. ભાદરવા મહિનાના ૧૬ શ્રાદ્ધ કર્યા પછી નવરાત્રિની તપસ્યા કરીને દશેરાના દિવસે રાવણવધ થાય. ત્યારબાદ ૧૪ વર્ષ પૂરા કરીને શ્રી રામજી સીતા સહિત અયોધ્યા પધારે અને અયોધ્યામાં રામરાજ્યની સ્થાપના થાય. આ સ્થાપન પંચામૃત મનાય છે. તેથી દિપાવલીના પર્વના પણ ૫ દિવસો પ્રેરક રહ્યા છે. આસો વદી બારસ એટલે વાઘબારસ. આ વાઘ બારસ પ્રજાને સંદેશો આપે છે કે વાઘ જેવા પરાક્રમી બનો. હરણા કે સસલા જેવા કાયર ન બનો.

ધનતેરસનો દિવસ ધનનું મહત્ત્વ બતાવનારો છે. હિન્દુધર્મ માત્ર ત્યાગનો ધર્મ નથી પરંતુ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમ ચતુર્વિધ પુરુષાર્થને સ્વીકારનારો ધર્મ છે. અર્થાત્ અર્થની પ્રાપ્તિ પણ મહત્ત્વની છે. આ દિવસે લોકો ધન ધુએ છે. ધનના જે દોષરૂપ મેલ હોય તેમાંથી ધનને મુક્ત કરીને ઉજળું થયેલું, ધર્મનીતિથી પ્રાપ્ત કરેલું ધન પરમેશ્વરને પ્રાપ્ત કરવામાં સાધન બની શકે છે. જે લોકો કોરા ધનત્યાગી થઈ જતા હોય છે તે પરાવલંબી જીવન જીવતા હોય છે. તેમનું જીવન, તેમના યોગ-ક્ષેમ પરાશ્રિત હોવાથી એક પ્રકારની લાચાર જિંદગી જીવતા થઈ જાય છે; તેથી વ્યક્તિએ પોતે પોતાના પગ ઉપર ઊભા રહીને ખુમારીપૂર્વક જીવન જીવવું જોઈએ.

આટલું કર્યા પછી પણ જો તમારી પાસે શસ્ત્રશક્તિ નહી હોય તો દુષ્ટ લોકો તમને શાંતિથી જીવવા દેશે નહીં. સત્તા અને સમૃદ્ધિ કદી પણ શત્રુ વિનાના હોતા નથી. તેથી તમારે શત્રુઓનો સામનો કરવા માટે મહાકાલીની ઉપાસના કરવી જરૂરી છે. પ્રજા નમાલી ન બને તેવો સંદેશ કાલી-ચૌદશ આપે છે. દિપાવલીનો ઉત્સવ મનાવતા પહેલા પરાક્રમી, સ્વાવલંબી અને શૂરવીર બનવું અનિવાર્ય છે.

દિપાવલી દીવાઓની હારમાળાથી, મીઠાઈઓથી, શણગારોથી અને આનંદ-પ્રમોદથી ઉજવાતી હોય છે. આપણા જીવનમાં જે ઉત્સાહનો વધારો કરે તે ઉત્સવ કહેવાય. દૈનિક જીવનની યાંત્રિકતામાંથી પ્રગટતી હતાશાથી બચવા માટે નવું જોમ, જુસ્સો અને ઉત્સાહ લઈને ઉત્સવ ઉજવાય છે. ભગવાન શ્રીરામ અયોધ્યામાં પધાર્યા એ ખુશીમાં આપણે દીવડાઓ પ્રગટાવીએ છીએ. આ દીવડાઓનું અજવાળુ આપણા પ્રત્યેક દિવસને અજવાળે છે.

વિક્રમ વર્ષની શરૂઆત કારતક સુદ-એકમથી થાય છે. એટલે આપણે તેને નૂતન વર્ષ તરીકે ઉજવીએ છીએ. આ દિવસે સ્નેહીઓને હળવું-મળવું, આનંદ પ્રગટ કરવો. ગત વર્ષમાં કાંઈ ભૂલ થઈ હોય તો ક્ષમા માગીને સંબંધને તાજો કરવો. પરસ્પર અભિનંદન આપવાથી સંબંધો વધુ ગાઢ અને આનંદદાયી બને છે.

આમ આ પાંચ-દિવસો મળીને દીપાવલી પંચામૃત બને છે. આપણે આપણા પર્વોને જીવંત રાખીએ. ઉત્સાહથી ઉજવીએ. તેના આદર્શોને - પ્રેરણાને જીવનમાં ઉતારીએ તો આપણું અને સૌનું કલ્યાણ થાય.

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ છારોડી દ્વારા દર વર્ષે અનેક ઉત્સવો ઉજવાય છે. તેના દ્વારા વિદ્યાર્થીઓમાં, વાલીઓમાં સંસ્કાર સીંચન થાય છે અને એક પ્રેરણાદાયી પર્યાવરણ ખડુ થાય છે. જે ખૂબ આનંદની વાત છે.

- સ્વામી સચ્ચિદાનંદ

*Pujya Swami Chidanand Saraswatiji*
*Parmarth Niketam, Rushikesh*

# Diwali Blessings

My Dear Divine Gurukul Family,

It is so wonderful to see the way that, with the blessings of Pujya Swami Madhavpriyadasji, GurukulDarshan is spreading divine teachings and the divine touch to so many people. I am glad to know that they have dedicated the October issue to Dipotsavi Visheshank.

Diwali is the Festival of Light. On this joyous occasion, one can see beautifully lit oil lamps and candles glowing in the darkness of night throughout India and wherever Indians have settled in the world. On this day we must not only light beautiful lamps in our homes, but we must also light the lamp in our hearts.

**The Divine Light Within**

Within each of us shines the Divine Light. The Divine Presence is not only everywhere outside of us, it is also within us. No matter how dark or how long the night, that Divine Light is present. That Divine Light is inextricable from the Truth of our own existence.

Today we have a plague of darkness, a plague of ignorance, a plague of illusions. Each of us is living within our own constructed reality which supports our own egos, our own illusions, our own desires, our own attachments. It is this darkness that leads to crime, war and violence on every level from the individual to the international. Thus, when our inner lamps are truly is lit, we are able to see the true nature of ourselves and then of others.

**The Light of Service**

Just as the divine light burns within our own being, the divine light burns in every being. Everyone and everything is connected to that same Divine Source. When one is able to see this Divine Light in all, God is seen everywhere, and wherever one sees God, one must try to serve Him. The same light which we light in our lamp in the temple or during Diwali is the same light which shines within all, and thus to light the true lamp of Diwali is to see and serve that light in all.

The message of the light of service can be seen in the lamp itself. The diya always burns for others, with no selfish motivation and no expectation. The sole purpose of an oil lamp's existence is to bring light to others. They burn for others, with every minute, every moment of their lives and every ounce of their existence.

The light from the divine diya at Diwali shows us that we are not separate. We are one. That same Divine I worship in the temple resides within my very being, and that same Divine that resides within me also resides within you, and within every creature with whom we share this universe. Just as I perform puja and prayers to the image of the Divine in the temple, so I must extend the same reverence and same care to the divine within all beings upon our planet.

In the service of God and Humanity,

Swami Chidanand Saraswati

परम पूज्य श्री श्री रविशंकरजी महाराज
आर्ट ओफ लीवींग, बेंगलोर

# दिवाली : हर दिन में प्रेम का दिया जलाते चलो

एक दिपक की बाती को जलने के लिये उसे तेल में डूबे होना चाहिये, और साथ ही तेल के बाहर भी रहना चाहिये, यदि बाती तेल में पूरी डूब जाये तो वह प्रकाश नही दे सकती. जीवन भी दीपक की बाती के समान है, तुम्हें संसार में रहते हुए भी उसके ऊपर निष्प्रभावित रहना होता है, अगर तुम पदार्थ जगत में डूबे हुए हो, तो जीवन में आनन्द और ज्ञान नहीं ला पाओगे. संसार में रहते हुए भी, सांसारिक माया के ऊपर उठकर हम आनन्द और ज्ञान के ज्योति प्रकाश बन सकते है.

इस प्रकार से ज्ञान के प्रकाश के प्रकट होने का उत्सव ही दिवाली है. दीपावली बुराई पर अच्छाई का, अन्धकार पर प्रकाश का और अज्ञान पर ज्ञान के विजय का त्योहार है। इस दिन घरों में की जाने वाली रोशनी न केवल सजावट के लिये होती है, बल्कि वह जीवन के गहरे सत्य को भी अभिव्यक्त करती है। हरेक दिल में प्रेम और ज्ञान की लौ को प्रज्जवलित करें और सभी के चेहरों पर सच्ची मुस्कान लायें.

प्रत्येक मनुष्य में कुछ सद्‌गुण होते है। आपके द्वारा प्रज्ज्वलित प्रत्येक दीपक इसी का प्रतीक है। कुछ में धैर्य होता है, कुछ में प्रेम, शक्ति, उदारता, अन्य में लोगों को साथ मिलाकर चलने की क्षमता होती है।

जीवन का एक और गूढ रहस्य दिवाली के पटाखों के फूटने में है। जीवन में कई बार आप पटाखो के समान अपनी दबी हुई भावनाओ, कुंठाओं और क्रोध के कारण अति ज्वलनशील रहते है - बस फूटने के लिये तैयार. अपने राग-द्वेष, घृणा आदि को दबाकर फटने की उस स्थिति तक पहुँच जाते कि अब फूटे कि तब. पटाखे फोडने की प्रथा हमारे पूर्वजों द्वारा, लोगों की दबी हुई भावनाओं से मुक्ति पाने का एक सुन्दर मनोवैज्ञानिक उपाय है। जब आप बाहर विस्फोट देखते हैं तो आपके अंदर भी वैसी ही कुछ अनुभूति होती है.

दीपावली की मिठाईयाँ और उपहारो के आदान प्रदान के पीछे भी एक मनोवैज्ञानिक पहलु है, पुरानी गलतफहमी की कडवाहट को छोडकर सम्बन्धों को मधुर बनाते चलो.

सेवा भाव के बिना हर उत्सव अधूरा है. परमात्मा ने जो कुछ भी हमें दिया है उस प्रसाद को हमें सबके साथ बाँटना है. क्योंकि जितना बाँटेगे उतना ही उसकी कृपा और बरसती है. सही मायने में यही दीपावली का उत्सव है. उत्सव का और एक अर्थ है - अपने मतभेदो को मिटाकर अद्वैत आत्मा की ज्योति से अपने सच्चिदानन्द स्वरुप में विश्राम करना. दिव्य समाज की स्थापना के लिये हर दिल में ज्ञान व आनन्द की ज्योत जलानी होगी. और वह तभी सम्भव है यदि सब एक साथ मिलकर ज्ञान का उत्सव मनायें. अधिकतर उत्सव में हम अपनी सजगता या एकाग्रता खोने लगते है। उत्सव में सजगता बनाए रखने के लिये, हमारे ऋषियों नें प्रत्येक उत्सव को पावन बनाकर पूजा विधियों के साथ जोड दिया। इसलिये दिवाली भी पूजा का समय है। दिवाली का आध्यात्मिक पहलु उत्सव में गहरायी लाता है। जो ज्ञान में नहीं है उसके लिये वर्ष में एक बार ही दिवाली आती है, किन्तु जो ज्ञानी हैं उसके लिये प्रत्येक दिन, प्रतिक्षण दिवाली है। इस दिवाली को ज्ञान के साथ मनाये और मानवता की सेवा करने का संकल्प लें.

-परम पूज्य श्री श्री रवि शंकर

પરમ પૂજ્ય મહામંડલેશ્વર સ્વામી
શ્રી વિશ્વંભર ભારતીબાપુ, જુનાગઢ

## હાર્દિક શુભકામના

પરમ આદરણીય, પરમ વિવેકી, વિતરાગી સંતશ્રી માધવપ્રિયદાસજી સ્વામી

જય શ્રી સ્વામિનારાયણ સહ

આપશ્રીના આંતરરાષ્ટ્રીય 'ગુરુકુલ દર્શન' માધ્યમ દ્વારા દીપોત્સવી વિશેષાંક પ્રકાશીત થવા જઈ રહ્યો છે, તે જાણી ખૂબ પ્રસન્નતા અનુભવી.

આજે જ્યારે ધર્મ અને સંપ્રદાયના નામે અનેક વિવાદો, વિખવાદો અને પ્રપંચ-પાખંડો ચાલી રહ્યા છે, માનવ સમાજ દિશાહિન, વ્યસની, ચારિત્ર્યહિન થતો જાય છે, ત્યારે આવો આપણે સહુ સદ્ચારિત્ર દ્વારા સાચી દિશા ચિંધી, સાચા સંતનો જીવન પરિચય આપી સમાજને ત્યાગ અને સમર્પણની સાચી ઓળખ આપીએ. ઈશ્વર પ્રાપ્તિ માટે ધર્મ અને શ્રદ્ધાનું નિર્માણ થાય, સંપ્રદાય અને સંતો વિષેની ગેરસમજ દૂર થાય, અંધશ્રદ્ધા, અહંકાર, ભય, આતંક, ભ્રષ્ટાચાર, વ્યસન અને ફેશનને સદા સદા માટે દેશવટો આપી રાષ્ટ્રપ્રેમ, સત્ય, કરુણાની અખંડ જ્યોતના પ્રકાશથી અજ્ઞાન-અંધકારનો નાશ થાય તેવો દ્રઢ સંકલ્પ લઈએ.

નૂતન વર્ષની સૌને મંગલ શુભ કામના સહ પ્રભુ પ્રાર્થના

'ભાગ્ય બડે માનુષતનું પાવા' ઈતિ શિવમ્

- મહામંડલેશ્વર સ્વામી વિશ્વંભર ભારતીજીનાં
જય શ્રી સ્વામિનારાયણ

પરમ પૂજ્ય સ્વામી શ્રી પરમાત્માનંદજી મહારાજ
આર્ષ વિદ્યા મંદિર, રાજકોટ

ઈશ્વરે મનુષ્યને ક્રિયાશક્તિની અમૂલ્ય ભેટ આપી છે. માનવી કર્મ કરવામાં સ્વતંત્ર છે, कर्तुं शक्यम्-अकर्तुम् शक्यम्-अन्यथा वा कर्तुं शक्यम् આમ માનવી સ્વેચ્છા પૂર્વક કર્મો કરી શકે, ન પણ કરી શકે અને જુદી રીતે પણ કરી શકે. મનુષ્ય સ્વેચ્છાચારી પણ બની શકે.

માનવી જ્યારે સ્વેચ્છાચારી બને ત્યારે તે પોતાને અને સમષ્ટિને હાનિ પહોંચાડે છે. માનવી સ્વેચ્છાચારી ન બને, માનવી પોતાનો અને સમષ્ટિનો વિનાશ ન નોતરે એટલા માટે આપણા પૂર્વજો-ગોત્ર પ્રવર્તક ઋષિઓએ ધર્મનો ઉપદેશ આપ્યો. માનવીના જીવનમાં-કર્મોમાં જે મર્યાદા લાવે તેને ધર્મ કહેવાય. ધર્મની મર્યાદાઓનું પાલન કરનાર જ 'માણસ' કહેવાય. ધર્મની મર્યાદાઓનું પાલન ન કરનાર માનવ સાક્ષાત્ પશુ સમાન છે. આવા મનુષ્યો સાહજિકતાથી ધર્મની મર્યાદાઓનું ઉલ્લંઘન કરી અધર્મમય જીવન જીવતા હોય છે. આવા અધર્મપ્રધાન માનવીને 'અસુર' કહી શકાય.

રાવણ એ સર્વ આસુરી સંપત્તિનું પ્રતિક છે, તથા ભગવાન શ્રી રામ એ સર્વ દૈવી સંપત્તિનું પ્રતિક છે. રાવણનો વધ કર્યા બાદ દિવાળીના દિવસે ભગવાન શ્રી રામનો રાજ્યાભિષેક થયો હતો. સુવ્યવસ્થા, પવિત્રતા અને ધર્મનો યુગ એટલે રામરાજ્યની સ્થાપના.

પૂજ્ય શાસ્ત્રી માધવપ્રિયદાસજી તથા પૂજ્ય પુરાણી બાલકૃષ્ણદાસજીના માર્ગદર્શન દ્વારા સર્વ સત્સંગીઓના હૃદયમાં ધર્મની મર્યાદાઓની સ્થાપના અને જીવનમાં રામરાજ્યની સ્થાપના થાઓ....

સર્વ સત્સંગીઓને શુભાશિષ સાથે શ્રી સોમેશ્વર ચરણોમાં વંદના.

- સ્વામી પરમાત્માનંદજી

**પરમ પૂજ્ય દેવપ્રસાદજી મહારાજ**
**અધ્યક્ષ શ્રી આણદાબાવા સેવા સંસ્થા, જામનગર**

પ્રતિ સાદર જય રામ સાથ લખવાનું કે ઈશ્વરની પરમ અનુકંપાથી છેલ્લા ઘણાં સમયથી 'ગુરુકુલ દર્શન' સામયિક ધર્મપરાયણ હરિભક્તો, છાત્રો અને ભારતીય સંસ્કૃતિના રંગે રંગાયેલા અનેકાનેક પરિવારો માટે હૃદયની પ્રસન્નતાને પોષક એવું અનોખું પરિબળ બની ચૂક્યું છે.

મેં જોયું છે, અનુભવ્યું છે કે ઘણાં એકમેકને મોટાભાગે એવા પ્રકારે 'દીપોત્સવી' શુભેચ્છા પાઠવતાં હોય છે કે જેમાં આપનું નવું વર્ષ સારું રહે, આપ સારી આવક મેળવી શકશો વગેરે. પરંતુ અંતરની ચિનગારી પ્રગટે કે આંતરિક ઉજાસ જીવનને સફળ બનાવે એવી મનોકામના ક્યાંય વ્યક્ત થતી નથી. જેથી આપના જેવા સંતોની આ પ્રકારની પ્રવૃત્તિ હરિભક્તો અને વિદ્યાર્થીવર્ગને માટે પ્રયોજાય છે. એ આપણા આ મુમુક્ષુવર્ગના સદ્‌ભાગ્ય સમજું છું.

સુપેરે, સુચારુરૂપે પામતો આપશ્રીની સંસ્થાનો 'દીપોત્સવી અંક' વિચાર અને આચરણનો સમન્વય બનવાનો છે. આપણી સંસ્કૃતિએ આપના જેવા સાધુઓ, સંતોને આચાર્ય ગણાવ્યા છે. 'આચાર્ય દેવો ભવ' કહીને નવાજ્યા છે. જેથી આ વિશેષાંકનું લક્ષ્ય રાજ્ય અને દેશના ઉચ્ચતમ વિચારકોના નૂતન વર્ષના અનુસંધાને સંપાદિત થનારા સંદેશાઓ હરિભક્તો અને વિદ્યાર્થીઓના હૃદયને સ્પર્શે તેવો આપશ્રીનો એક ઉજ્જવળ ઉપક્રમ છે. જે સંપૂર્ણતઃ સફળતા પ્રાપ્ત કરશે.

ગુરુજીના હોઠ કરતા તેમનુ હૈયું વિશેષ બોલતું હોય છે. શિષ્યના જીવનમાં સદ્વિચાર અને સદ્‌વૃત્તિનું સર્જન ગુરુપ્રતાપે હોય છે. ચાળણી જેમ સત્વને ફેંકીને કાંકરા, કચરાં સંઘરનારી છે તો ગુરુજી સૂપડાની જેમ માનવીના જીવનમાં રહેલા દુર્ગુણોને દૂર કરી માનવજીવનની યથાર્થતા પ્રસ્થાપિત કરી બુદ્ધિને પરમાર્થ સાધક બનાવી દે છે.

શિષ્યત્ત્વ એટલે સાચી જીજ્ઞાસા અને શિષ્યની અંદરની સુષુપ્તાવસ્થામાં પડેલી આધ્યાત્મિક્તાને આ પ્રકારનો 'દીપોત્સવી' અંક ગુરુકુલ દર્શન સામયિક ધર્મપ્રિય એવા હરિભક્તો અને વિદ્યાર્થીઓને સદ્વિચારોનું પરિવાહક માધ્યમ બની રહેશે જે નિઃશંક છે.

'ગુરુકુલ દર્શન' સામયિકના આ દીપોત્સવી વિશેષાંકને શ્રી આણદાબાવા સેવા સંસ્થા તરફથી શુભેચ્છા વ્યક્ત કરી મારા હાર્દિક શુભાશીર્વાદ પાઠવું છું.

શુભેચ્છક
- દેવપ્રસાદજી મહારાજ

પરમ પૂજ્ય સ્વામી શ્રી અધ્યાત્માનંદજી મહારાજ
શિવાનંદ આશ્રમ, અમદાવાદ

## દિપાવલી અભિનંદન !

દીપકોની હારમાળા એટલે દિપાવલી. આ દીપકોનું દર્શન આનંદ શા માટે આપે છે ? અંધકારમાં પ્રકાશ પથરાય એટલા માટે. આ અંધકાર એટલે અજ્ઞાન. પ્રકાશ એટલે જ્ઞાન. અંધકાર અર્થાત્ અનાત્મા. પ્રકાશ તો આત્માનું સ્વરૂપ છે. માટે જ ઉપનિષદ્ કહે છે,

न तत्र सूर्यो भाति न चन्द्रतारकम्, नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः ।
तमेव भान्तं अनुभाति सर्वम्, तस्य भासा सर्वमिदं विभाति ॥ (કઠોપનિષત્)

આ આત્મા સમક્ષ સૂર્ય, ચંદ્ર, તારા કે વિજળીની કંઈજ ક્ષમતા નથી; ત્યારે અગ્નિ વળી કોણ ? આત્માનાં પ્રકાશથી જ સમગ્ર વિશ્વ આલોકિત છે. આત્મના શબ્દમાત્રથી બ્રહ્માંડ સ્થિત-સ્થિર છે.

આ આત્મા એટલે સુખ, શાંતિ અને સમૃધ્ધિ. આત્મા અર્થાત્ જ્ઞાન, પ્રકાશ અને વિકાસ. આત્મા એટલે આનંદ, આત્મિયત્વ અને ઓજસ, તેજસ તથા પ્રાજ્ઞ. જ્યારે અનાત્મા એટલે અસુખ, અશાંતિ અને અવનતિ. અનાત્મતત્ત્વ અર્થાત્ અજ્ઞાન, અંધકાર અને ભ્રાન્તિ. અનાત્મ એટલે યાતના, શોક, વિરહ અને મૂઢતા.

આ દિપોત્સવીનો ઉત્સવ એટલે આત્મજ્ઞાન પ્રાપ્તિનો ઉત્સવ. દિપોત્સવીનો પ્રસંગ એટલે બહિરંગ સાધનામાંથી અંતરંગ ચૈતન્યની ઉપાસનાનું પર્વ. દીવો કરો એટલે આતમને અજવાળો. દીપક પ્રકાશનું દ્યોતક છે. આરાધના, સાધના અને ઉપાસના માટેનું પ્રવેશ દ્વાર છે. આમ જ્યારે જ્યારે દિપાવલીના અભિનંદન કહીએ ત્યારે અનાત્મામાંથી આત્મામાં સંન્નિષ્ઠ થવાની સદ્ભાવના પ્રવર્તવા માટેના અભિનંદન છે. માનવમાંથી મહામાનવ, દેવ અને પુરુષોત્તમ થવા માટેની અભ્યર્થના છે.

જે વ્યક્તિ બાહ્યવિશ્વના આવર્તનોમાંથી અંતરતમના વિકાસ માટે અગ્રસર થાય ત્યારે તે અવશ્યપણે આત્મ સામ્રાજ્યના મહાકાશમાં વિચરણ કરતો થાય છે.

આપણું સૌનું જીવન પછી તે વ્યક્તિગત, પારીવારિક, સામાજીક, આર્થિક કે વૈશ્વિક હોય તે સર્વનો સૂત્રધાર તો આપણો આતમરામ જ છે. માટે આત્માને ચાહતાં શીખીએ. આત્માને આત્મામાં ભેળવતાં શીખીએ. જો આમ થઈ શકે તો આ ઊંચ-નીચ, કાળાં-ધોળાં, મારું-તારું ના દ્વન્દ્વો નહીં રહે. પછી સત્ત્વ, રજ, તમસ્નાં પડળો હટી જશે. ત્યારે જે અવસ્થાની પ્રાપ્તિ થશે તે હશે બ્રહ્માનંદની. પરમસુખી, જ્ઞાનસ્વરૂપની, દ્વન્દ્વાતીત, ત્રિગુણાતીત, દેહાતીત, મનોજય અને મનોલય પછીની દિવ્ય ભવ્ય અને આત્મસંન્નિષ્ઠતાની સ્થિતિ. ''आत्मसंस्थं मनः कृत्वा न किंचित्ऽपि चिन्तयेत् ।'' ત્યારે મનોનાશ થયો હશે. કેવળ આત્માનું જ સામ્રાજ્ય રહેશે. એક માત્ર 'आनंदोऽहम्' ની દિવ્યસ્થિતિ!

આ દિપાવલી અને નૂતનવર્ષે આ જ અભ્યર્થના. તમારા સ્વરૂપને જાણો. તમો નિત્ય, સત્ય, શુદ્ધ, બુદ્ધ, અજર, અમર, અવિનાશી, એકમેવ અદ્વિતિય શુદ્ધ બ્રહ્મ છો. અક્ષર છો, ક્ષર નથી. પરમ છો. તે પરમને જ પામો. અને ધન્ય બનો !

ઓમ્ શાન્તિ! જય સ્વામિનારાયણ.

\- સ્વામી અધ્યાત્માનંદ

પરમ પૂજ્ય આચાર્ય શ્રી કૃષ્ણમણિજી મહારાજ
જામનગર

# શુભકામના

અતીવ પ્રસન્નતાનો વિષય છે કે ભારતીય સંસ્કૃતિના સંવાહક પરમ આદરણીય સ્વામી શ્રી માધવપ્રિયદાસજી, સ્વામીશ્રી બાલકૃષ્ણદાસજી તેમજ અન્ય સહયોગી સંતો દ્વારા સંચાલિત શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ તથા શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, મેમનગર દ્વારા દીપાવલીના પાવન પર્વ પર ગુરુકુલ દર્શનના માધ્યમથી દીપાવલી તેમજ નવા વર્ષની શુભકામનાઓ સંસ્થાના વિદ્યાર્થીઓ તેમજ સત્સંગી હરિભક્તો સુધી પહોંચાડવાનો ઉપક્રમ કરી રહ્યા છો.

દીપાવલી પ્રકાશનું પર્વ છે. જ્ઞાનને શાસ્ત્રોમાં પ્રકાશરૂપ કહેવામાં આવ્યું છે જે જન્મ જન્માન્તરથી અંતઃકરણમાં સંચિત મળ કે અજ્ઞાનરૂપ અંધકારને દૂર કરે છે. આપની સંસ્થા ભૌતિકજ્ઞાનની સાથે સદ્‌વિદ્યાના પ્રચારાર્થે નિરંતર પ્રયત્નશીલ છે. દીપાવલીની દીપમાળાની જેમ આપ 'ज्ञानदीपेन भास्वता'ની ભાંતિ સમાજને જ્ઞાનરૂપી દીપમાળા ભેટ કરી રહ્યા છો. પ્રભુ આપના પ્રયત્નોને સદૈવ સફળતા આપે તેવી પ્રાર્થના સાથે વાચકવૃંદને દીપાવલીની હાર્દિક શુભકામના તેમજ નૂતન વર્ષાભિનંદન પાઠવતા આનંદનો અનુભવ કરું છું.

શુભાકાંક્ષી
આચાર્ય કૃષ્ણમણિજી મહારાજ

**પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી**
**શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP)**

સર્વ વ્હાલા હરિભક્તો તથા સંતોને જય શ્રી સ્વામિનારાયણ

નવા વરસમાં એક સાથે બધું નહિ થાય, તોય કેટલાંક સારા સંકલ્પ આપણે કરવા. આપણા નવોદિત સંતોએ મહારાજમાં અખંડ અનુસંધાન રાખવું. ગૃહસ્થ હરિભક્તોએ ભક્તિ, સેવા વધારવા. ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ કહેતા જે, 'મોટા સંતોનો રાજીપો મેળવવો.'

આ જમાનામાં વ્યવસ્થા એક મોટો શબ્દ છે. આયોજન અને વ્યવસ્થા કરીને જીવનનો વધુને વધુ સમય ભક્તિને ફાળવવો. ભાઈઓ અને બહેનોને મારી વિનંતી છે કે વચનો વિચારીને બોલવા. જેટલો સત્સંગ વધશે એટલી વધારે આપણા ઉપર મહારાજની કૃપા થશે.

ભક્તિ તો બેયમાં થાય- શાંતિમાંય થાય અને અશાંતિમાંય થાય, પણ શાંતિમાં જે ભક્તિ-સંકીર્તન, કથાલાભ થાય એમાં મહારાજ બહુ રાજી રહે છે.

નવા વર્ષમાં આટલું થોડુ ધ્યાન રાખીએ. મોટાની મર્યાદા પાળીએ અને નાનાને ટકોર કરીને મીઠાશથી એનું ઘડતર કરીએ. ગુરુકુલ પરિવાર મોટો ને મોટો થતો જાય છે, એના પાયામાં મોટા સંતોની અખંડ ભક્તિ અને સેવાઓ છે. એ કદી ન ભૂલીએ.

નૂતન વર્ષના આરંભે આપ સહુ ભક્તજનો ઉપર મહારાજની અખંડ કૃપા વરસતી રહો એ જ શુભકામના સહ...

**પુરાણી બાલકૃષ્ણદાસજીના હેત પૂર્વક**
**જય શ્રી સ્વામિનારાયણ**

**પરમ પૂજ્ય પુરાણી શ્રી હરિસ્વરુપદાસજી સ્વામી**
**શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્,**
**(SGVP)**

વહાલા ભક્તજનો, જય શ્રી સ્વામિનારાયણ

સૂર્યના સોનેરી કિરણો જેમ કમળના હૃદયને જગાડે છે, તેમ આ નવલા પ્રભાતના નવલા દિવસોમાં ભગવાન શ્રીહરિ સહુના અંતરમાં સુષુપ્ત અવસ્થામાં રહેલી ભક્તિભાવનાને ઉજાગર કરે તેવી પ્રાર્થના.

દિવાળીના દિવસો સહુ માટે આનંદ અને ઉત્સવના દિવસો હોય છે. આ દિવસોમાં આપણને ખોટો વિચાર આવી જાય તો એવું વિચારી છીએ કે ના, આજે નહિ, આજે સારો દિવસ છે. તહેવારના દિવસોમાં આપણે કોઈની લાગણીને ઠેસ ન પહોંચે તેનું ધ્યાન રાખીએ છીએ અને આપણે કંઈક સારું કાર્ય કરવા પ્રેરાઈએ છીએ.

તહેવારોમાં જેવું આપણું મનોવલણ હોય છે તેવું જ મનોવલણ જો દરેક દિવસોમાં અપનાવીએ તો આખી જીંદગી તહેવાર જેવી જ બની જશે.

દિવાળીના દિવસોમાં આપણે દીવડાઓ પ્રગટાવીએ છીએ, પરંતુ ખરી દિવાળી તો દિલમાં દીવો થાય એ જ છે. જે સદાય ભક્તિ, શ્રદ્ધા, પરોપકાર, દયા વગેરે સદ્‌ગુણોના દીવડાઓ પોતાના હૃદયમાં પ્રગટાવી રાખે, તેને માટે દરરોજ દિવાળી છે, દરરોજ નવું વર્ષ છે.

તારીખિયાંના પાના મુજબ તો આખી દુનિયા જીવે છે અને કહે છે કે એક વર્ષ ગયું. પરંતુ ભગવાનનો ભક્ત તપાસ કરે છે કે, ગયા દિવસોમાં મારે શ્રીહરિની સમીપ કેટલું પહોંચાણું અને આવતા દિવસોમાં કેટલું પહોંચવાનું છે.

નવા વર્ષે બધા લોકો એકબીજાને પરસ્પર મળે છે, શુભેચ્છાઓ આપે છે, પરંતુ આપણે ક્યારેય આપણી જાત સાથે મળીએ છીએ ખરા ? આ નવા વર્ષમાં બધાને તો મળીએ જ, સાથે સાથે આપણાં અંતરાત્માને પણ મળીએ અને તેને નિર્મળ કરી શ્રીહરિના ચરણોમાં અર્પણ કરીએ.

નવા વર્ષે સહુના હૃદયમાં ભગવાન શ્રીહરિની નવધાભક્તિ સતત વધતી રહે, એવી અંતરની શુભકામના સાથે જય શ્રી સ્વામિનારાયણ.

**- પુરાણી હરિસ્વરૂપદાસના**
**જય શ્રી સ્વામિનારાયણ**

दीपज्योतिर्नमस्तेऽस्तु दीपज्योतिर्जनार्दन ।
दीपो मे हरतु पापं दीपज्योतिर्नमस्तेऽस्तु ॥

अखिलहेयप्रत्यनीकस्य समस्तकल्याणगुणाकरस्य सर्वमङ्गलविग्रहस्य समस्तपरिवारस्यज्योतिस्वरूपस्य भगवतो नारायणस्य कृपाकटाक्षपरीवाहेण सर्वेषां सर्वत्र नित्यश्रीर्नित्यमङ्गलम् ।

श्रीसीतालक्ष्मणभरतशत्रुघ्नहनूमत्समेतो भगवान् श्रीरामचन्द्रः चतुर्दशसंवत्सरात्मकं सुदीर्घं वनवासं परिपूर्य अयोध्यापुरप्रवेशं एतस्मिन्नहनि विधाय, सर्वाभ्यः प्रजाभ्यः विनूतनायाः जीवनप्रणाल्याः आरम्भमकरोत् । तत आरभ्य अयं हि प्रजानाम् नूतनवत्साराररम्भसदृशः अभवत् । किञ्च आसुरीप्रकृतिकस्य बलिचक्रवर्तिनः दमनमपि भगवान् त्रिविक्रमोऽयं वामनः अस्मिन्नेव अहनि अकारि । तदिदं वैभवमपि संस्मर्तुं प्रजाः गृहे गृहे दीपप्रज्वालनपुरस्सरं सोत्साहम् उत्सवम् आचरन्ते ।

अज्ञानकल्पस्य अंधकाररूप-तमसः नाशपुरस्सरा विजयप्राप्तिरेव दीपोत्सवः । पराधीनात् अत्याचारात् विमुक्तिरेव दीपोत्सवः । दीपोत्सव इत्युक्ते दैवीसंपदः विजयः, दीपोत्सव इत्युक्ते नैराश्यात् विमुच्य आशासंचारावाप्तिः । केवलं गृहे एव दीपप्रज्वालनं भवेदित्येव न, अपि तु मनुष्यस्य अंतर्हृदयेऽपि ज्ञानरूपस्य दीपस्य प्रकाशो भवत्वित्यस्त्याशयः । अन्तरात्मनि अज्ञानरूपान्धकारे सति व्यर्थायते गृहात् बहिर्विद्यमानाः असङ्ख्याः दीपाः । तदिदमाकलय्य एव मार्गदर्शनं करोति उपनिषद्वाणी – तमसो मा ज्योतिर्गमय ॥ इति ।

दीपोत्सवावसरे दीपप्रज्वालनेन एव नूतनस्य वर्षस्य स्वागतं विधातव्यम् , अर्थात् नूतनस्य वर्षस्य स्वागतं भवति ज्ञानमयदीपेन । नूतनेऽस्मिन् वर्षे शत्रून् अपि संपूज्य, वैरभावं विस्मृत्य स्नेहरूपग्रन्थिनानिर्बन्ध्य प्रज्वालितेन दीपस्य ज्ञानरूपप्रकाशेन प्रदर्शितं मार्गं एव अधिरुह्य अनुचरामः ।

इत्थम् ।

स्नेहाधीनः
भा. वं. रामप्रिय

**આદરણીય શ્રી પુરુષોત્તમભાઇ રૂપાલા**
**સભ્યશ્રી રાજ્યસભા, ભાજપ**

''નમસ્કાર....

નવા વરસના ઝાઝાથી રામ...રામ...''

નૂતન વર્ષના આરંભે ગુરુકુલ દર્શન દિપોત્સવી વિશેષાંક પ્રગટ કરી રહ્યા છો, તે આનંદ અને રાજીપાનો વિષય છે.

નવું વર્ષ એટલે દિવાળી પછીના પહેલા દિવસથી શરૂ થતો સમય. દિવાળી એટલે અમાસ-અંધકાર અને આપણા ઋષિઓએ આ અંધકારથી પ્રકાશ તરફ પ્રસ્થાન કરવાનો સંકલ્પ લઈને શરૂ કરેલી જીવનયાત્રા.

ગુરુકુલ એ ભારતીય સંસ્કૃતિમાં સમાજ ઘડતરની જવાબદારી વહન કરતી સંસ્થા છે. આપણા ગુરુકુલને તપોધનિ માધવપ્રિયદાસજીના આશીર્વાદ અને માર્ગદર્શન પ્રાપ્ત છે, જે ગૌરવની વાત છે.

ગુરુ આજ્ઞામાં રહેવાથી રામ, કૃષ્ણ, સુદામા, અર્જુન, એકલવ્ય અને ધ્રુવ સહિત અનેક મહાન ચરિત્રો સમાજને અને રાષ્ટ્રને પ્રાપ્ત થયા છે. આ ઉદાત્ સંસ્કૃતિની સરવાણી શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાન (SGVP) ના માધ્યમથી ગુજરાત ભૂમિમાં વહેતી રહે, તેવી શ્રીજી મહારાજના ચરણોમાં પ્રાર્થના...

નવા વર્ષના પ્રારંભે રાષ્ટ્રને સમર્થ બનાવવા આપણી જાતને સંકલ્પબદ્ધ કરી, આપણા લાડીલા નેતા નરેન્દ્રભાઈ યોગ્ય જ રીતે કહે છે.

**"માના અંધેરા ઘના હે.....**

**મગર દિયા જલાના કહાં મના હે !!"**

તેને અનુસરીને પ્રત્યેક નાગરિક યુવાન ભાઈ-બહેન અગામી વર્ષમાં રાષ્ટ્ર માટે હું શું કરી શકું ? તે પ્રશ્નનો પ્રામાણિક જવાબ પોતાની જાત પાસેથી મેળવીને તેનો અમલ કરવાનો નિર્ધાર કરે.

આવું રાષ્ટ્રકાર્ય કરવાની ક્ષમતા ભગવાન સૌને અર્પે તેવી નવા વર્ષની શુભેચ્છા સહ,

પુનઃ નવા વર્ષના રામ... રામ.... રાજી રહેશો....

**પુરુષોત્તમ રૂપાલાના**
**જય શ્રી સ્વામિનારાયણ**

# શુભેચ્છા

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્, છારોડી, અમદાવાદ દ્વારા દર વર્ષની જેમ આ વર્ષે પણ ‘ગુરુકુલ દર્શન’ દિપોત્સવી વિશેષાંક પ્રકાશિત થઈ રહ્યો છે. તે જાણી ખૂબ જ આનંદ થયો.

ઉત્સવપ્રિય ભારતીય સંસ્કૃતિ અને પરંપરાને ઉજાગર કરતા સૌ ભાઈઓ-બહેનો નૂતન વર્ષની પૂર્વ સંધ્યાએ નવરાત્રિની ભક્તિસભર શક્તિની ઉપાસના કરી, અસત્ય પર સત્યનો અને આસુરી શક્તિ પર દિવ્ય શક્તિનો વિજય એટલે કે દશેરાના ઉત્સવથી મજબુત મનોબળ સાથે શરદોત્સવની શીતળતા પામી, ધનતેરસે લક્ષ્મી માતાના પૂજનથી તેઓના કૃપાપાત્ર બની, દિવાળીના સપરમાં દિવસે મન, બુદ્ધિ કે શરીરમાં ક્યાંક રહેલી નિરાશા અને હતાશાને દૂર કરી વર્ષની વિદાય કરી, ઉત્સાહભેર નૂતન વર્ષને વધાવીએ...

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ સંસ્થાની આધ્યાત્મિક, સામાજિક, શૈક્ષણિક સેવા પ્રવૃત્તિઓથી હું સુપેરે વાકેફ છું. પૂજ્ય સંતો દ્વારા ન કેવળ ગુજરાતની ધરતી ઉપર પણ આખાય દેશ વિદેશમાં ભારતીય સંસ્કૃતિના પ્રચાર પ્રસાર માટે સતત કાર્ય થઈ રહ્યું છે, જે ખૂબ અભિનંદનીય છે. આ પ્રસંગે શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ પરિવારના સૌ સભ્યો અને તમામ ભાઈબહેનોને મારી હાર્દિક શુભેચ્છાઓ પાઠવું છું.

**આનંદીબેન પટેલ**

પ. ભ. શ્રી નવિનભાઇ દવે
ટ્રસ્ટી શ્રી : શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ
વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP)

# દિવ્ય સત્સંગની સુગંધ અનુભવીએ

સર્વે સત્સંગી બંધુઓને નૂતન વર્ષાભિનંદન સાથ જય શ્રી સ્વામિનારાયણ.

આપણો સત્સંગ દિવ્ય અને નિર્ગુણ છે. ભગવાન શ્રી સ્વામિનારાયણ આપણા આરાધ્ય ઈષ્ટદેવ છે. એક જ પરમાત્મા પરબ્રહ્મ પ્રભુની નિષ્ઠા દૃઢ થાય તે માટે મુક્તાત્મા સંતોનો સત્સંગ નિયમિત રાખવો. સંતોનું જીવન સૌને ભગવાન શ્રીહરિમાં જોડાવાની પ્રેરણા આપે છે. જે જીવ સંતનો સમાગમ કરે એ ભવસાગર તરી જાય અને તેને અક્ષરધામની પ્રાપ્તિ થાય. આ લોકમાં રહેવા છતાં અક્ષરધામની અનુભૂતિનો આનંદ માણનારા મહામુક્તરાજ બાપાશ્રી અને પરમહંસોનું સાન્નિધ્ય પ્રાપ્ત કરનારા સત્સંગીનો જન્મ સાર્થક થયો ગણાય.

આપણે સૌ એવા મહત્ ભાગ્યશાળી છીએ. જેથી આપણને ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી જેવા સત્‌પુરુષનો યોગ પ્રાપ્ત થયો. નંદ સંતોનું સાન્નિધ્ય પ્રાપ્ત થયાની અનુભૂતિ આપણને આવા સદ્‌ગુરુના યોગમાં આવવાથી થયેલી છે. ગુરુકુલ સંસ્થાનાં માધ્યમથી આ સત્પુરુષે સામાજિક ક્ષેત્રમાં અને શિક્ષણ ક્ષેત્રમાં સત્સંગનું મહત્ત્વ પ્રગટ કર્યું છે. ભગવાન શ્રી સ્વામિનારાયણનો સદ્‌વિદ્યા પ્રવર્તનનો સંદેશ અને સર્વજીવ હિતાવહ સંદેશ વિશ્વ કક્ષાએ વહેતો મૂકવાનું મહાન પુણ્યકાર્ય આ સંતવર્યે કરેલું છે. આપણે સૌ આ સેવાકાર્યમાં જેટલા સહયોગી બની શકીએ એટલા આપણા ઉપર શ્રીજી મહારાજ અને મોટા સંતો રાજી થાય છે.

વિક્રમ સંવત્ ૨૦૭૦ના વર્ષમાં આપણે સૌ દૃઢ નિષ્ઠાવાન બનીને શુભ સંકલ્પ કરીએ કે,

- મારું જીવન સત્સંગ માટે સમર્પિત થાય.
- સર્વે સંતો, સત્સંગીઓ પ્રત્યે દિવ્યભાવ પ્રગટે.
- પરિવાર ભાવનાથી બધા સાથે ભળીએ.
- દરરોજ શ્રીજી મહારાજનું સ્મરણ કરીને સત્સંગ સેવા કરીએ.
- નિઃસ્વાર્થભાવે દીન-દુઃખીની સેવા કરીએ.
- નિત્ય નિયમિત વચનામૃતનો સ્વાધ્યાય કરીને કુટુંબમાં કથાવાર્તાનું વાતાવરણ સર્જીએ.
- ભગવાન શ્રીહરિના ચરિત્ર ગ્રંથનું અધ્યયન કરીએ.
- બધા પ્રત્યે સ્નેહભાવ-સુહૃદભાવ કેળવીએ.
- પરિવારની જવાબદારી નિભાવીને સત્સંગરૂપી વિશાળ પરિવાર પ્રત્યે સેવાભાવનાથી જોડાઈએ.
- ગુરુકુલના વરિષ્ઠ સંતોની આજ્ઞામાં રહીને ભગવાન શ્રી સ્વામિનારાયણ પ્રત્યે સમર્પિત બની રહીએ.

ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ, પૂજ્યપાદ પુરાણી સ્વામી પ્રેમપ્રકાશદાસજી, પૂજ્યપાદ જોગી સ્વામી જેવા સંતોની કૃપાદૃષ્ટિ પ્રાપ્ત કરનારા સદ્‌ગુરુ શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી, સદ્‌ગુરુ પુરાણી સ્વામી ભક્તિપ્રકાશદાસજી સ્વામી, સદ્‌ગુરુ પુરાણી સ્વામી બાલકૃષ્ણદાસજી સ્વામી વગેરે સંતોના જીવનમાંથી સત્સંગ પ્રેરણા પ્રાપ્ત કરીને ધન્ય બનીએ.

**જય સ્વામિનારાયણ**

Ravibhai Trivedi
Executive Director, SGVP

**NEW RESOLUTION**

"Deepavali Greetings from Canada! On this pious occasion we pray to Shreeji Maharaj to grant the entire Gurukul Parivar an improved lifestyle that brings Peace and Prosperity to make all of us a better member of the society.

The New Year is traditionally an occasion when people around the world take on new resolutions. It is a promise that you make to yourself to start doing something good or stop doing something bad from the first day of the year. In short promising to live a better life in the service of the family, society or a specific community.

The top most popular resolutions in the world according to major surveys are:

· Improve physical well-being by eating healthy food, losing weight, exercising more, quitting or abstaining from tobacco and drugs products even stopping to bite nails, in short getting rid of old bad habits.

· Improve mental well-being; think positive, laugh more often, enjoy quality in life.

· Improve career by performing better at current job or at your own business through hard honest loyal work.

· Improve education by improving grades, getting a better education, learning something new, studying often, reading more books and improving talents.

· Improve self by becoming more organized, reducing stress, being less grumpy, managing time, being more independent, watch less television and play fewer sitting-down video games.

· Volunteer to help others, practice life skills, use civic virtue, give to charity, volunteer to work part-time in a charity organization.

· Get along better with people, improve social skills, enhance social intelligence.

· Spend quality time with family members.

· Pray more, be closer to God, be more spiritual.

Now if you look at these very closely you will discover that our Lord Bhagawan Shree Swaminarayan and all his saints have been continuously teaching these values to all of us. Whether you are reading the Shikshapatri or listening to **our Saints such as Pujya Madhavpriyadasji Swamiji, Pujya Purani Swamiji, Pujya Bal Swamiji, Pujya Hariswarup Swamiji or other Saints** the message ALWAYS is about being pure in Body, mind, knowledge and intellect.

On this wonderful occasion it is our wish that ALL OF US TOGETHER as a family pray more, listen to our spiritual leaders more often, learn more through our holy scriptures including the eight important holy books (SatShatras), do lots of Seva volunteering and achieve our true worth at the highest level possible.

With prayers seeking blessings from Shree Ram, Shree Shyam and Shree Ghanshyam for our entire Gurukul Family please accept

**Jai Shree Swaminarayan from Ravindranjali Trivedi**

આદરણીય શાહબુદ્દિનભાઇ રાઠોડ

ઘણીવાર પ્રશ્નો પ્રત્યુતર કરતાં વધુ અસરકારક હોય છે.

સ્વામી વિવેકાનંદ પૂછતા, "જીવનમાં જે ભૂલો તમે કરી એ જો ન કરી હોય તો અત્યારે તમે જેવા છો તેવા હોત ખરા!"

જિસસ ક્રાઈસ્ટ પ્રશ્ન પૂછતાં, "જગતની તમામ સત્તા, સંપત્તિ અને સમૃદ્ધિ તમે મેળવી હોય પરંતુ તે આત્માને વેચીને મેળવી હોય તો તમે શું મેળવ્યું ?"

મહાત્મા ડેવિડ હેનરી થોરોનો સવાલ છે, "જ્યાં સુધી જીવન જીવવા માટે તમે ઉભા નથી થયાં ત્યાં સુધી લખવા બેસવું એ કેટલું વ્યર્થ છે ?"

શ્રી માતાજી કહેતા, "જીવનમાં આપણું ધાર્યુ નથી થતું એટલું જ જાણવા હજી કેટલી ઠોકરો ખાવાની બાકી છે."

આ પ્રશ્નોનાં સાચા પ્રત્યુત્તરોમાં જીવનની સાર્થકતા સમાયેલી છે.

વિક્રમ સંવત્ ૨૦૬૯ સુધીનાં વર્ષો એ તમારા જીવતરનો લખાઈ ચૂકેલો ઈતિહાસ કિતાબનાં પૃષ્ઠો બની ચૂક્યાં છે.

જિંદગીના આ ગ્રંથને ફરી ફરી માત્ર વાંચી શકાય, બદલી ન શકાય. એમાં ફેરફાર ન થઈ શકે. એટલું ખરું કે આ પુસ્તકને જેટલું ગહેરાઈથી વાંચવામાં આવે એટલું જીવનને ગહેરાઈથી સમજી શકાય. માનવ માત્રનો પુરુષાર્થ, પરિશ્રમ, પ્રયાસ, પ્રયત્નો બધુ આનંદ પ્રાપ્ત કરવા માટે થતા હોય છે. છતાં કેટલાં આનંદ મેળવી શકે છે ? આનંદને બદલે વિષાદ કેમ મળે છે ? કારણ સરળ છે. જ્યાં સુધી માનવી સત્યને ન જાણે ત્યાં સુધી સાચું જ્ઞાન પ્રાપ્ત ન કરી શકે અને જ્યાં સુધી સાચું જ્ઞાન ન મળે ત્યાં સુધી સાચો આનંદ પ્રાપ્ત ન થાય.

નૂતન વર્ષ સંવત્ ૨૦૭૦માં તમામ જિજ્ઞાસુઓ, સ્વજનો, સ્નેહીઓ અને સત્સંગીઓને જીવતરનો સાચો આનંદ પ્રાપ્ત થાય, એ સાચો આનંદ વિશુદ્ધ થતાં થતાં પરમાનંદ બને અને પરમાનંદ શ્રીજી મહારાજના શ્રી ચરણો સુધી પહોંચવાનો પુનિત-પંથ બને તેવી નવા વર્ષની શુભકામના.

- શાહબુદ્દિનભાઇ રાઠોડ

આદરણીય શ્રી જયદેવભાઇ સોનાગરા
ડાયરેક્ટર, SGVP ઇન્ટરનેશનલ સ્કુલ

## દિપોત્સવમાં આધ્યાત્મિકતાનો દિવો પ્રગટાવીએ

માનવ આજ યોગથી નિકળી પ્રયોગ સુધી પહોંચ્યો છે. સમગ્ર યાત્રામાં માનવી ઘસાતો ગયો છે. ધર્મ, સંસ્કાર, મૂલ્યોનું સતત હનન થતું જાય છે. આજે માનવી સ્ટ્રેસ, ટેન્શન અને ઉદ્વેગ વચ્ચે ફસાતો જ જાય છે. સમગ્ર સંઘર્ષ વચ્ચે ભગવાન શ્રી સ્વામિનારાયણની પ્રેરણાથી પાંગરેલા ગુરુકુલ માનવીય ભૂસ્ખલનને રોકવા પુરુષાર્થ કરી રહ્યા છે.

આધ્યાત્મિકતા અને સાત્ત્વિકતાનો અર્થ છે સત્યની નજીક રહેવું, મૂલ્યોની નજીક રહેવું અને કરુણાને પાથેય બનાવવું. અમારી SGVP સંસ્થા Sport, Science અને Spirituality ના ત્રિપરિમાણ પર શ્વસે છે. Spiritualityનો આધાર એ આજની જરૂરીયાત અને આવતીકાલની આત્યંતિક આવશ્યતા છે.

પૂજ્ય માધવપ્રિયદાસજી સ્વામીની દીર્ઘદ્રષ્ટિમાં આવતી કાલનાં સમાજનાં માનસિક સંઘર્ષનો આગાજ સ્પષ્ટ છે. અને એટલે જ સારા ડૉક્ટર કે એન્જીનિયરમાં નોલેજની જેટલી જરૂર છે, તેટલી જ જરૂર આધ્યાત્મિકતાની છે. સૌ સંતો તેના માટે પ્રયત્નશીલ છે.

SGVP International Educationની સાથે આધ્યાત્મિકતાનું અમૃત પીરસે છે. જેથી વિદ્યાર્થી માત્ર પૈસા બનાવતો રોબોટ બનવાને બદલે સારો પુત્ર અને ઉત્તમ નાગરિક પણ બની રહે.

દીપાવલીનો ઉત્સવ સંકલ્પનો ઉત્સવ છે. જીવનમાં ઉલ્લાસ ભરવાનો ઉત્સવ છે. જીવનમાં હકારાત્મકતા લાવવાનો ઉત્સવ છે.

ભગવાન રામ લંકામાં વિભીષણનો રાજ્યાભિષેક કરી અયોધ્યા પરત ફર્યા ત્યારે સૌ પ્રથમ મા કૈકેયીને મળ્યા અને આટલું બોલ્યા, ''મા તારા વચન થકી મારો આદર્શ સિદ્ધ થયો, ભરતની ભક્તિ પ્રગટી, લક્ષ્મણનો ભ્રાતૃપ્રેમ પ્રગટ થયો, સીતાજીનું સતીત્વ પ્રગટ્યું, લંકાને સારો રાજા મળ્યો, અનેક જીવોનું કલ્યાણ થયું અને અયોધ્યાના રાજા બની ઉપાધી લેવાને બદલે ૧૪ વર્ષના વનવાસમાં હું જીવનને જાણી શક્યો, માટે તારો હું સદાય કૃતજ્ઞી રહીશ.''

દીપાવલીના ઉજાસમાં જીવનની ઘટનાઓને હકારાત્મક જોવાની આ રીત છે, પરંતુ તેના માટે હૃદયમાં આધ્યાત્મિકતાનો દિવો પ્રગટાવવો જરૂરી છે અને તેમાં જોઈએ સંતની કૃપાદ્રષ્ટિ, સહજ જીવનશૈલી અને મૂલ્યરૂપી તેલ.

ભગવાન રામ શ્યામ અને ઘનશ્યામમાં આપણી શ્રદ્ધાને સ્થિર કરીએ અને SGVPની કૃતાર્થ આધ્યાત્મિકતાનો સંદેશ જન-જન સુધી લઈ જઈએ એજ અભ્યર્થના.

જયદેવ સોનાગરા
દિવ્યપથ કેમ્પસ

## શ્રદ્ધા સુમન

## ડૉ. જયેન્દ્રભાઈ આણંદજીભાઈ યાજ્ઞિક

ભગવાન શ્રી સ્વામિનારાયણ સંસ્થાપિત મૂળ પરંપરાના અનન્ય આશ્રિત અને નિષ્ઠાવાન ભક્તરાજ શ્રી જયેન્દ્રભાઈ યાજ્ઞિક ગત માસ તા. ૨૩/૯/૨૦૧૩ના રોજ જનમંગલ સ્તોત્રના પાઠ કરતા કરતા અક્ષરવાસી થયા છે.

શ્રી જયેન્દ્રભાઈને ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામીએ રાજકોટ ખાતે શ્રી સ્વામિનારાયણ ગુરુકુલના પ્રારંભ સમયે પ્રથમ વર્ષે વિદ્યાર્થી તરીકે પ્રવેશ આપેલ. પૂજ્ય પુરાણી સ્વામી પ્રેમપ્રકાશદાસજી અને પૂજ્યપાદ જોગીસ્વામી તેમજ પાર્ષદ નારાયણભગત સાથે તેઓ આજીવન સેવકભાવે આત્મીયતાથી જોડાયેલા રહ્યા. વિદ્યાભ્યાસમાં તેજસ્વી અને સેવાભાવનામાં ઉત્સાહથી ભરેલા જયેન્દ્રભાઈએ ગુરુકુલના સંસ્કારો પ્રાપ્ત કરી વિશેષ અભ્યાસ કરીને તત્ત્વજ્ઞાન વિષયના પ્રાધ્યાપક તરીકે કારકીર્દીનો પ્રારંભ કર્યો. સાથોસાથ શ્રી સ્વામિનારાયણ ભગવાનના તત્ત્વજ્ઞાનને વિશ્વવ્યાપી બનાવવા માટે તેમણે વચનામૃત-શિક્ષાપત્રી સહિત સંપ્રદાયના મૂળ શાસ્ત્રોનો ઊંડાણપૂર્વક અભ્યાસ કરીને **The Philosophy of Shree Swaminarayan** પર મહાનિબંધ લખ્યો જેના પર ગુજરાત યુનિવર્સીટીએ તેમને ડૉક્ટરેટની (**PH.D**) પદવી એનાયત કરેલ છે.

ગુજરાત યુનિવર્સીટીના તત્ત્વજ્ઞાન વિભાગના અધ્યક્ષ અને પ્રાધ્યાપક તરીકે તેમણે અનેક ચિંતકો, આચાર્યો, અધ્યાપકો અને જિજ્ઞાસુ વિદ્યાર્થીઓના અંતરમાં સદાચાર, સમજણ, સેવા અને સમર્પણના પાઠ જીવંત ઉદાહરણ પૂરા પાડીને સંસ્કારરૂપે સીંચ્યા છે. ગુરુકુલ પરિવારના અદના સેવક તરીકે સદાય તેઓ ગુરુવર્ય શાસ્ત્રી શ્રીમાધવપ્રિયદાસજી સ્વામી, પૂજ્ય બાલસ્વામી અને સંતો સાથે પરિવારની ભાવનાથી જોડાયેલા રહ્યા, અને નિવૃત્ત થયા પછી ભગવાનના સ્વરૂપમાં અખંડવૃત્તિ રાખવાનો સતત અભ્યાસ કરતા રહ્યા.

સાદુ જીવન અને ઉચ્ચ વિચારોનું મૂર્તિમાન સ્વરૂપ એટલે ડૉ. જયેન્દ્રભાઈ આણંદજીભાઈ યાજ્ઞિક. તેમના મોટાભાઈ શ્રી ઉમેશભાઈ યાજ્ઞિક સાથે દરરોજ બપોરે સત્સંગ ચર્ચા કરતા અને પોતાના સંતાનો એડવોકેટ જયંતભાઈ યાજ્ઞિક, પ્રોફેસર અચિંતા યાજ્ઞિક, પ્રોફેસર ગૌરાંગ યાજ્ઞિક, પ્રોફેસર દ્યુતિ યાજ્ઞિકની સાથે પિતાની સાથે સાથે ગુરુ હોય તેમ રહ્યા. ઘરનું વાતાવરણ સત્સંગ સભર ગુરુકુલ જેવું બનાવીને સાદગી સાથે સંસ્કારોની આજીવન પ્રેરણા આપતા રહ્યાં.

શરીરના અંત સુધી સ્વામિનારાયણ ભગવાનનો ભાવાવેશ ભરેલ કેફ જણાવતા પોતાના પુત્રો-પુત્રીઓ સાથે બેસીને જનમંગલના પાઠ કરતા કરતા શ્વાસ છૂટી ગયો ત્યારે સ્વતંત્ર થકા દેહ મૂકવાની જીવનમુક્ત સ્થિતિનો સાક્ષાત્કાર સૌએ કર્યો.

ગુરુકુલ પરિવારના સભ્યો સહિત આપણા સંતો, હરિભક્તો અને ઋષિકુમારો અક્ષરવાસીની અંતિમયાત્રામાં જોડાયા. જનમંગલના પાઠ, ગીતા અને વેદમંત્રોથી ઋષિકુમારોએ વાતાવરણને દિવ્ય આધ્યાત્મિક બનાવી દીધુ, ત્યારે શિક્ષણજગતના અને સમાજના આગેવાનોએ પણ આવા દિવ્ય અંતિમ સંસ્કારોનો દિવ્યાનંદ માણ્યો. ગુરુકુલ પરિવાર મુક્તાત્મા જયેન્દ્રભાઈને હૃદયપૂર્વકની શ્રદ્ધાંજલિ અર્પણ કરે છે.

**સાંખ્યયોગી શ્રી રૂપીબેન :-** શ્રી સ્વામિનારાયણ મંદિર ઉપલેટા (બહેનોનું)માં છેલ્લા ૪૩ વર્ષથી રહી સેવા કરતા સાંખ્યયોગી શ્રી રૂપીબેન તારીખ ૨૨ સપ્ટેમ્બરના રોજ ૯૧ વર્ષની ઉંમરે અક્ષરવાસી થયા છે. તેઓશ્રી અગાઉથી જાણ કરી શ્રીહરિનું સ્મરણ કરતા થકા અક્ષરવાસી થયા હતા. તેઓના આત્માને મહારાજ પોતાનું સર્વ સુખ આપે તેવી પ્રાર્થના.

## આગામી આયોજન

**તા. ૩૦ થી ૩** દિવાળી ઉત્સવ સાંજે ૮ થી ૯ કલાકે, મેમનગર ગુરુકુલ.

**૦૩/૧૧/૧૩** દિવાળી, રવિવાર, ચોપડા પૂજન-સવારે ૮:૩૦ કલાકે, અન્નકુટ દર્શન સવારે ૧૧:૦૦ કલાકે, દીપોત્સવ રાત્રે ૮:૦૦ કલાકે, મેમનગર ગુરુકુલ. **૭ થી ૧૩ નવેમ્બર :-સત્સંગ સાધના શિબિર-ઋષિકેશ**

**૧૧/૧૧/૧૩ :-** શ્રીહરિ જયંતી. સોમવાર **૧૩/૧૧/૧૩** દેવપ્રબોધિની એકાદશી. બુધવાર

**૨૯/૧૧/૧૩** ઉત્પત્તિ એકાદશી, શુક્રવાર, કિર્તનભક્તિ સાંજે ૮:૩૦ કલાકે, મેમનગર ગુરુકુલ.

**૬/૧૨/૧૩** વચનામૃત જયંતી, શુક્રવાર, શ્રી ઘનશ્યામ મહારાજ પાટોત્સવ, મેમનગર ગુરુકુલ.

**૬ થી ૮ ડીસેમ્બર** તૃતિય પરમહંસ સેમિનાર, છારોડી ગુરુકુલ

**૧૧/૧૨/૧૩** શ્રીહરિ જયંતી, બુધવાર, શ્રી નિલકંઠવર્ણી પયોભિષેક તથા રાજોપચાર પૂજન, સવારે ૬:૩૦ કલાકે, મેમનગર ગુરુકુલ

**૧૩/૧૨/૧૩** મોક્ષદા એકાદશી, શુક્રવાર, કિર્તનભક્તિ સાંજે ૮:૩૦ કલાકે, મેમનગર ગુરુકુલ.

**૨૯/૧૨/૧૩** સફલા એકાદશી, રવિવાર, કિર્તનભક્તિ સાંજે ૮:૩૦ કલાકે, મેમનગર ગુરુકુલ.

# સત્સંગ યાત્રા - અમેરિકા

પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી,
પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી,
પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી તથા
સંતમંડળના અમેરિકા ખાતેના વિચરણ દરમિયાન
કેલીફોર્નીયા, વોશીંગટન, વર્જીનીયા, જ્યોર્જીયા, નોર્થ કેરોલીના વગેરે
રાજ્યોમાં વિવિધ સ્થળે યોજાયેલ સત્સંગ સભાઓ.

Satsang Assemblies at various places in California, Washington, Virginia, Georgia, North Carolina, etc. in the holy presence of HH Sadguruvarya Shastri Shree Madhavpriyadasji Swami, HH Sadguru Purani Swami Shree Bhaktiprakashadasji Swami, HH Sadguru Purani Shree Balkrishnadasji Swami and Saints.

**શરદપૂર્ણિમાના રોજ પાટોત્સવ પ્રસંગે શ્રી ઘનશ્યામ મહારાજના અભિષેક તથા અન્નકુટ દર્શન.**

*Abhishek* and *Annakut Darshan* of Shree Ghanshyam Maharaj on the auspicious occasion of Annual Pratishtha Utsav, Sharad Poornima, SGVP

"GURUKUL DARSHAN" RNI NO. GUJGUJ/2009/28937 Date of publication is 25th of every month and Permitted to post at A'bad, PSO on 25th of every month. Registered under Postal Regd. No. GAMC1468/2013-2015, Valid up to 31-12-2015 issued by SSP A'bad-9.License to post without Prepayment No. CPMG/GJ/112/2013 valid up to 30-06-2014.

# SGVP ના આંગણે યોજાયો ભવ્ય અને દિવ્ય શરદોત્સવ
# A Marvelous celebration of Sharad Poornima at SGVP